# અર્પણ

— આ પુસ્તક —

અમે અખંડ ભારતના તે તમામ હિન્દુ-મુસ્લિમ
બહાદુર સૈનિકો અને વિપ્લવ વીરોને —

## સમર્પણ કરીએ છીએ

જેમણે ૧૮૫૭ ની સાલમાં શહેન્શાહ બાબરની
સલ્તનતના કુળ દિપક અને દિલ્હીના છેલ્લા બાદશાહ
બહાદુરશાહ ઝફરને પોતાની વફાદારીના મુખ્ય
પ્રતીક બનાવી લીલા ઝન્ડા તળે સંગઠિત
થઈ ભારતને ગોરાઓની નાગચુડમાંથી
આઝાદ કરાવવા સારૂ આઝાદી
જંગમાં પોતાના કિમતી જાનો
નિસાર કર્યા હતા.

**ઝિન્દાબાદ બહાદુરશાહ ઝફર !**

**ઝિન્દાબાદ વિપ્લવ-વીરો !!**

૧૫ મી ઓગસ્ટ ૧૯૫૭ — ૧૮ મી મોહર્રમ ૧૩૭૭

# બહાદુરશાહ ઝફર



## પ્રકરણ ૧ લું

### જન્મ અને શિક્ષણ

દિલ્હીના અન્તિમ મુગલ સમ્રાટ બહાદુરશાહનુ જીવન આદિથી લઈ અન્ત સુધી કરુણ અને નિરાશાજનક પરિસ્થિતિમા વ્યતિત થયુ હતુ

જ્યારે ઈસુના ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમા નામજોગી બાદશાહત બહાદુરશાહના નિર્બળ હાથોમા આવી, ત્યારે તેઓ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અને મહદ અંશે એક કેદી જેવી પરિસ્થિતિમા મુકાઈ ગએલા હતા બીજા શબ્દોમા કહેવામા આવે તો બહાદુરશાહની બાદશાહત કેવળ લાલ-કિલ્લાના પરિઘમા સમાઈને રહી ગએલી હતી

નિઝામ અને હોલ્કર, પેશ્વા અને ગાયકવાડ, રજપૂતો અને મરાઠાઓ, એ બધાઓ કેન્દ્રથી છુટા પડી ગયા હતા, અને એમણે

એક બીજાથી અલગ પડી જઈ પોતપોતાના નોખા સ્વતંત્ર રાજ્યો ઊભા કર્યાં હતા

ઈસ્ટ ઈન્ડીયા કંપનીના હાથોમાં સમસ્ત બંગાળ આવી ગયુ હતુ, અને તે અંગ્રેજોના તેજ તળે આવી ગયુ હતુ

ભારત હિન્દમાં લાંચ રુશ્વત અને ગદ્દારીનુ સામ્રાજ્ય પથરાઈ ગયુ હતુ આપણામાંના જ કેટલાક દેશદ્રોહીઓ અને જાસુસો અંગ્રેજોના માનીતા થવા માટે બાદશાહના ખિલાફ અસત્ય-અનર્થ વાતો વહી કરતા હતા, અને કંપની સરકારના ઉચ્ચ સત્તાધીશોના કાનો સુધી ગુપ્ત રીતે પહોંચાડતા હતા

ઇતિહાસનો દરેક અભ્યાસી જાણે છે કે બાદશાહ ઔરંગઝેબના ઇન્તેકાલ બાદ મુગલ-સામ્રાજ્યને ક્ષય લાગુ પડ્યો હતો, અને સમય જેમ જેમ વ્યતીત થતો ગયો, તેમ તેમ મુગલ-સલ્તનતની પરિસ્થિતિ કથળતી ગઈ હતી

અહમદશાહ (બીજા) એ ગાદી સંભાળી, અને રાજ્યમાં કાવાદાવા ખુબ વધી ગયા અંગ્રેજો દેશી રાજ્યોને સામસામા લડાવી મારી તેમને કમજોર બનાવવાના દરેક શક્ય પ્રયત્નો કરતા રહેતા હતા, અને એ પ્રયત્નોમાં તેઓ સફળતા પણ મેળવતા રહ્યા હતા આમ રીતે તેમણે ઠેઠ દિલ્હીની સીમા સુધી પોતાના પગો પસાર્યા હતા

## બહાદુરશાહનો જન્મ

બાદશાહ અકબરશાહ (બીજા) ના મહેલમા ઈ સ ૧૭૭૫ માં બહાદુરશાહનો જન્મ થયો હતો એમના ભાગ્યમા હિન્દુસ્તાનની મુગલ સલ્તનતની સમાપ્તિ લખાઈને આવી હતી આપણે જાણીએ છીએ કે ૧૮૫૭ ના વિપ્લવ બળવા પછી દિલ્હીના રાજ સિંહાસન ઉપર કોઈ પણ મુગલ સમ્રાટ બિરાજમાન થયો નથી, અને એમના કેદ પકડાઇ દેશનિકાલ થયા બાદ હિન્દની ધરતીમા મુગલ–સલ્તનતનો સુર્ય સદા માટે અસ્ત થઈ ગયો

બહાદુરશાહનુ ઇતિહાસિક નામ મિરઝા અબુ ઝફર રાખવામા આવ્યુ શાહી ખઝાનામાથી એમના માટે વઝીફાની મોટી રકમ પણ મુકર્રર કરવામા આવી

તયમુરના ખાનદાનનો રિવાજ હતો કે ખાનદાનમા જન્મનાર દરેક બાળકનુ નામ શાહી–દફતરમા નોંધવામા આવતુ હતુ, અને શાહી નજુમીઓ કુંડળીઓ વગેરે તૈયાર કરી બાળકના ભાગ્યમા શુ લખા એનુ છે, તેની ભવિષ્યવાણીઓ ભાખતા હતા પરતુ બહાદુરશાહ માટે શાહી–નજુમીઓએ કેવુ ભવિષ્ય ભાખ્યુ હતુ, તેને લગતી કશી માહિતી પ્રાપ્ત થતી નથી

અન્ય શાહજાદાઓની માફક જ મિરઝા અબુ ઝફર બહાદુરશાહનુ પાલન–પોષણ થયુ હતુ, અને તેમના શિક્ષણ માટે ઉત્તમ શ્રેણીના શિક્ષકો નિયુક્ત કરવામા આવ્યા હતા

એમને કુર્આન શીખવવા અને દીનનુ શિક્ષણ આપવા માટે હાફિઝ કારી મુહમ્મદ નામના એક મોટા વિદ્વાનની નિમણૂંક કરવામાં આવી અને તે જમાનાની પ્રથા અનુસાર એમને ફારસી અને અરબી જબાન પણ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપવામાં આવ્યુ

એઓ ઘોડેસ્વારી, તલવાર બાજી, તીર–કમાન વગેરે કલાઓમા પણ નિપુણ હતા છેક વૃધ્ધાવસ્થા પર્યંત બહાદુરશાહ આ કલાઓમાં પ્રવીણ અને નિષ્ણાત રહ્યા આપ આપના ફુરસદના વખતમાં નાની મહોલ્લાના બાળકોને પણ આ વિદ્યા–કલાઓનુ શિક્ષણ આપતા હતા

## સર્પને વીંધી નાંખ્યો :

એક વાર કોઈએ આવીને બહાદુરશાહને ખબર આપી કે હુઝુર સાહેબની પાસે એક ભયંકર ઝેરી સર્પ લોકોને હેરાન કરી રહ્યા છે અને લોકો એ રસ્તે જતા આવતા ડરે છે બહાદુરશાહ તુરત જ નિયત સ્થળે પહોચી ગયા અને એના ભયંકર સર્પને શોધી કાઢી નિશાન તાકી એવા જોરથી તીર માર્યું કે તે ત્યા જ ઠનો થઇ ગયો, અને લોકોને તેના ત્રાસમાથી મુક્તિ અપાવી

આપ ઘોડે સ્વારીમા એટલા બધા પ્રવિણ હતા કે તે જમાનાના લોકો "અચ્છી સવાર" ની લોકોક્તિ મુજબ ઘોડે સ્વારીમા બહાદુર-શાહનું નામજ પોતાની જીભે લાવતા હતા, અને એમને જ આ રીતે પ્રવિણ ઘોડેસ્વાર તરીકે બીરદાવતા હતા

## બહાદુરશાહ ઝફર

બહાદુરશાહ જબરા તર્કશાસ્ત્રી અને ઊંડા માનસશાસ્ત્રી પણ હતા. કોઈ પણ માણસને જોતા વેંત આપ કહી દેતા હતા કે તેનામાં કયા કયા ગુણો–અવગુણો છે ? અશ્વશાસ્ત્રમાં પણ નિપુણ હતા. ઘોડાઓને જોતાંજ તેની પરખ કરી લેતા હતા. અને ઘોડાઓની ખોડખાંપણો જણાવી શકતા હતા. શિકાર કરવાની કલામા પણ બહાદુરશાહ દક્ષ હતા, એમનું તાકેલું નિશાન કદી ખાલી જતું નહીં હરણ વગેરેને પહેલા નિશાનમા જ નીચે નોઠી પાડતા હતા એવી જ રીતે પક્ષીઓના શિકારમા પણ દક્ષ હતા એમને કબુતર બાજીનો પણ ભારે શોખ હતો અને શાહરી તો એમને જાણે વારસામા જ ભેટ મળેલી હતી

શાહી–ખાનદાનમા તે વખતે જે રીત રસ્મો પ્રચલિત હતી, તેનુ એમને શિક્ષણ આપવામા આવ્યું હતું એઓ મુગલ–સંસ્કારોના ઉચ્ચત્તમ નમુના હતા

બહાદુરશાહ બુઝુર્ગોને માન આપતા, નાનાઓ પર માયા મમતા દાખવતા અને દોસ્તો જોડે મુહબ્બત રાખતા હતા. એની સાથે જ એમનામા ખુદાનો ખોફ અને દીનદારીની પણ એટલી જ ઉત્કટ માત્રા હતા

બચપણથી જ શાઈરીનો શોખ હતો, અને આપ કાવ્ય રચતા હતા, પ્રથમ આપ શાહ નસીરના અને તેમના બાદ શેખ ઇબ્રાહીમ "ઝવક" ના શાગિર્દ બન્યા હતા "ઝવક" ના શિષ્ય " બન્યા પછી એમની શાઈરી નીખરતી અને પાંગરતી ગઇ હતી

## ચિશ્તીયા ખાનદાનમાં લીધેલી બૈઅત :

શાહઝાદા મિરઝા અબુ ઝફર અર્થાત બહાદુરશાહ પાકા મુસ્લિમ અને દીનદાર (ધર્મિષ્ઠ) હતા નમાઝ સલાતના પાબંદ હતા રમઝાનના રોઝા (ઉપવાસ) પણ રાખતા હતા રમઝાનના આગમન સાથે જ લાલ-કિલ્લાની દુનિયા બદલાઈ જતી હતી, અને તેના મહેલોમા મઝહબની આબુ પથરાઈ જતી હતી

બહાદુરશાહ સાદાતો મશાયખો અને દીનના આલિમોની ઘણી ઈજ્જત કરતા હતા અને તેમને માનની નજરે જોતા હતા એઓ ૧૪ વર્ષની ઉમરના હતા, તે વખતે એમને હઝરત મવલાના શાહ ફખરૂદ્દીન ચિશ્તી (રહમ) ની ખિદમતમા મુકવામા આવ્યા હતા મવલાના શાહ ફખરૂદ્દીન (રહમ) ના ઈન્તેકાલ બાદ એમણે તેમના સાહબઝાદા હ. મવલાના શાહ કુત્બુદ્દીન ચિશ્તી (રહમ) ની બૈઅત સ્વિકારી હતી, અને તેમના સંપર્કમા—સેવામા રહી એમણે ઈલ્મે તસવ્વુફનું ઊંડુ જ્ઞાન મેળવ્યુ હતુ હ. મવલાના શાહ કુતબુદ્દીન ચિશ્તી (રહમ) એ એક કામિલ ઉસ્તાદની જેમ બહાદુરશાહને તસવ્વુફના દરેક મર્મથી પૂરા માહીતગાર બનાવી દીધા હતા એમણે પોતાના કાવ્યોમા પોતાના પીરો-મુર્શિદ પ્રત્યેની પોતાની અકીદતમંદી ઘણી જગાએ વ્યક્ત કરી છે વાચકોને આ અકીદતમંદીનો ખ્યાલ આવી શકે તેવા આશયે બહાદુરશાહનુ આવું એક કાવ્ય અહીં ઉતારી લેવાની અમે અમારી લાલચ રોકી શકતા નથી —

મુરીદે કુત્બુદ્દીન હું ખાકે પાએ-ફખરૂદ્દીન હું મંય,
અગર ચે શાહ હું મગર. ઉનકા ગુલામે-કમતરીં હું મંય!
ઉન્હીં કે ફયઝસે હય નામ રવશન મેરા આલમ મેં,
વગરના યું તો બિલકુલ રૂસિયાહ મિસ્લે-નગીં હૂં મય!
રહું મેં રિન્દ મયકશ પુર રહું ઉનકી મુહબ્બત મેં.
નહીં ખ્વાહિશ મુઝકો સુફીયે-ખિલ્વતનશીં હું મંય!
મુઝકો તો ખાનકાહ વ મયકદહ દોનોં બરાબર હંય,
વલેકિન યે તમન્ના હય કે ઉન્કા હું કહીં હું મય!
યેહી ઉકદા કુશા મેરે, યેહી હંય રેહનુમા મેરે,
સમઝતા હું ઉનકો અપના હામીયે દુન્યા વ દીં હું મંય!
બહાદુરશાહ મેરા નામ હય મશહુર આલમ મેં,
વલેકિન અય "ઝફર" ઉનકા ગદાએ-રેહનશીં હું મંય!



## પ્રકરણ : ૨ જું

# યુવરાજ પદની તકરાર

૧૮૦૬ માં બાદશાહ શાહઆલમ જન્નતનશીન થયો એ વખતે દિલ્હીમાં ઇસ્ટ ઇન્ડીયા કુંપની તરફથી રેસિડન્ટ નીમાયો હતો

એના બાદ અકબરશાહ ( બીજા ) દિલ્હીની ગાદીએ આવ્યા અંગ્રેજોએ તેમનું વર્ષાસન બાંધી આપ્યું કુંપની સરકાર તરફથી એમને નજરાણા તરીકે સોના-મહોરો પેશ કરવામાં આવી તદુપરાંત એમને કેટલીક કિંમતી ભેટ-સોગાદોથી પણ નવાજવામાં આવ્યા

તખ્તનશીની પ્રસંગે મોટો જશ્ન મનાવવામાં આવ્યો શાહી ખજાનામાંથી પુષ્કળ દ્રવ્ય ખર્ચવામાં આવ્યું એમને કુંપની સરકાર તરફથી નક્કી કરી આપવામાં આવેલી મર્યાદામાં સત્તા ચલાવવાનો અધિકાર મળ્યો

પણ થોડાક વર્ષો બાદ અકબરશાહ પછી દિલ્હીનો શાહી વારસ કોણ થશે ? એ પ્રશ્ન ઉભો થયો આ પ્રશ્ને શાહ કુટુંબમાં ઝગડાનાં બીજ વાવ્યા આગળ દિલ્હીમાં યુવરાજનો પ્રશ્ન ચર્ચાવા લાગ્યો, અંગ્રેજો મિરઝા અબુ ઝફર બહાદુરશાહના પક્ષકાર હતા તેમણે મિરઝા અબુ ઝફર બહાદુરશાહના યુવરાજ તરીકેના દાવાને મંજુર રાખ્યો હતો

અકબરશાહ (બીજા) ની એક બેગમ હતી તેનુ નામ મુમતાઝ મહલ હતુ બાદશાહની બધી બેગમોમા આ બેગમ બાદશાહને સૌથી વધારે પ્રિય હતી આ બેગમ બધી બેગમોમા હોશિયાર અને ચાલાક પણ હતા સાથોસાથ ખટપટી પણ હતી

### બેગમની ખટપટ.

મુમતાઝ મહેલને કેટલાક પુત્રો હતા તેમાના વડા પુત્રનુ નામ મિરઝા સલીમ હતુ પોતાના આ પુત્રને કંપની સરકાર યુવરાજ તરીકે ગાદી-વારસ તરીકે સ્વીકારે એમ તે ઇચ્છતી હતી અને તે માટે તેણે ભગીરથ યત્નો કરવા માંડ્યા હતા મિરઝા સલીમને મિરઝા જહાંગીરના નામે પણ ઓળખવામા આવતો હતો બેગમે બાદશાહ ઉપર પોતાનો જાદુ પાથર્યો અને તેને કંઈક એવી રીતે સમજાવ્યો કે અબુ ઝફર બહાદુરશાહ કરતા મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીર ગાદી-વારસ તરીકે વધારે યોગ્ય છે મુમતાઝ મહેલના જાદુના કારણે બાદશાહે પ્રગટ રીતે મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરનો પક્ષ લીધો અબુ ઝફર બહાદુરશાહનુ યુવરાજ તરીકેનુ સ્થાન ડગવા લાગ્યુ અને બાદશાહ બનવાના તેમના સ્વપ્ના એળે જવા લાગ્યા બેગમ મુમતાઝ મહેલની ખટપટ અન્તે રંગ લાવીને રહી અને બાદશાહ અકબરશાહ (બીજા) એ પોતાની હયાતી બાદ મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરને દિલ્હીની ગાદીપર બેસાડવાનો નિર્ણય કર્યો

### કંપની સરકારની ના મરજી:

ઇસ્ટ ઇન્ડીયા કંપનીના સત્તાધીશોને બાદશાહ અકબરશાહ

કાવ્યો રજુ કરી પ્રશંસાની ખંડણીઓ મેળવતા હતા ઉસ્તાદ "ઝૌક" જેવા નામી-ગિરામી કવિની શાગિર્દીના કારણે એમના ગ્યેના કાવ્યો સાચા હીરાની જેમ ઓપી નીકળતા હતા

**અલ્લાહની ઈબાદત :**

આમ છતા, એમનો ઘણો ખરો સમય અલ્લાહની ઈબાદત (ભક્તિ) અને યાદમા ગુજરતો હતો રાત્રી દરમ્યાન પણ બહાદુરશાહ પોતાના શયન ખંડમા અલ્લાહની ભક્તિમા તલ્લીન બનેલા દ્રષ્ટિગોચર થતા હતા મિરઝા અબુ "ઝફર" બહાદુરશાહ સાથે જ એક ખુદા પરસ્ત અને દીનદાર શાહઝાદા, (અને બાદશાહ) હતા

જ્યારથી ચિશ્તીયા ખાનદાન અર્થાત સંપ્રદાય જોડે બહાદુરશાહનો સંબંધ બંધાયો, ત્યારથી તેઓ તસવ્વુફના રંગમા રંગાઈ ગયા હતા તસવ્વુફે તેમના જીવન પર ગેરી અને ઉંડી અસર કરી હતી એમને હઝરત મવલાના શાહ ફખરૂદ્દીન ચિશ્તી (રહેમ) ના બાદ હઝરત મવલાના શાહ કુત્બુદ્દીન ચિશ્તી સાહેબ જેવા કામિલ મુર્શદનો સહવાસ પ્રાપ્ત થયો આ સહવાસ અને સાન્નિધ્યે એમને ઈલ્મે-તસવ્વુફના મર્મોથી માહિતગાર કરી દીધા આ કારણે બહાદુરશાહને સ્વભાવિક રીતે જ રાજગાદી તરફ ઓછો મોહ રહયો, પરંતુ તે વડિલો-પાર્જિત અને ખાનદાની વારસો હતો તેથી તે સ્વિકારી લેવાનુ તેમણે પસંદ કર્યું હતુ

ગાદીના વારસાનો એમને જરાય ખ્યાલ ન્હોતો અને એ બાબત પરત્વે એમણે ઝાઝુ લક્ષ પણ આપ્યુ ન્હોતુ અહલાહતઆનાની ઝાત

મિર્ઝા સલીમ ઉર્ફે મિર્ઝા જહાંગીરની માતા બેગમ મુમતાઝ મહેલને પોતાના દીકરાને અંગ્રેજોએ અલ્હાબાદના કિલ્લામાં નજરકેદ નાખ્યાના કારણે ઘણું દુઃખ થયું બાદશાહ અકબરશાહ (બીજો) પણ ક્ષોભ અનુભવવા લાગ્યો

છુટકારો

અકબરશાહ ( બીજા ) એ અંગ્રેજોની ઘણી કાકલુદી કરી બેગમ મુમતાઝ મહેલે પણ લાગવગના ચક્રો ગતિમાન કર્યાં અનેક જણને વચ્ચે નાખ્યા અંગ્રેજોને ઘણા સમજાવ્યા છેવટે મિર્ઝા સલીમ ઉર્ફે મિર્ઝા જહાંગીરને છૂટા કરી દિલ્હી લાવવામાં આવ્યો એ નજરકેદમાંથી મુક્ત થઈ પાટનગરમાં પાછો આવ્યો, તેની ખુશીમાં બેગમ મુમતાઝ મહેલે દિલ્હીના વિખ્યાત ઓલિયા હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી ( રહેમ ) ના મઝાર મુબારક ઉપર ફૂલો ચડાવ્યા, ફાતિહા પઢ્યા, ન્યાઝ કરી અને મઝારની ફરતે-મોટે રસ્તેના ફકીરો, મુહતાજો અને ગરીબોને છૂટે હાથે ખેરાત કરી ગાદી-ખાનદાનના સભ્યો જ્યારે જ્યારે પણ કોઈ મુસીબતમાં મુકાઈ જતા હતા, ત્યારે ત્યારે તેઓ આ રીતે જ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી ( રહેમ ) વગેરે ઓલિયાઓના મઝાર મુબારક ઉપર હાજર થતા હતા અને ન્યાઝ માનતા હતા અને મુસીબતો દૂર થતા નઝર-ન્યાઝ ચડાવી ગરીબો વગેરેમાં મોટી રકમ ખેરાત તરીકે તકસીમ કરતા હતા



## પ્રકરણ ૩ જું

# તાજ પોશી

મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરની મુક્તિ પછી પણ બાદશાહ અને તેની બેગમે દિલ્હીની ગાદી તેને જ મળે એવી આશાઓ સહિત પોતાના પ્રયાસો જારી રાખ્યા હતા પણ તેનો નાનો ભાઈ મિરઝા નીલી પણ ગાદીનો ઉમેદવાર અને મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરનો પ્રતિસ્પર્ધી હતો.

મિ. સીટન મિરઝા અબુ ઝફર બહાદુરશાહના પક્ષમાં હતા અને તેઓ જાહેર રીતે બહાદુરશાહ જ ગાદીના વારસ અને યુવરાજ હોવાની વાત ભારપૂર્વક ઉચ્ચારતા હતા.

### મિ. સીટન ઉપર ગોળીબાર

એક દિવસે શાહી-દરબારમાં કોઈ પ્રશ્ન પરત્વે વિરોધી મતભેદના કારણે મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીર અને દિલ્હીના રેસીડન્ટ મિ. સીટન વચ્ચે સામસામી બોલાચાલી થઈ. બોલાચાલીમાંથી વાત

વાત આગળ વધી ગઈ, અને મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરે પોતાના મગજ પરનો કાબુ ગુમાવી દઈ મિ. સીટન ઉપર પોતાની પિસ્તોલ તાકી ગોળીબાર કર્યો. સદ્ભાગ્યે મિ. સીટન બચી ગયા, પણ આ ઘટનાથી તેમને ઘણુ લાગી આવ્યુ અને તેમનો ક્રોધ ભભુકી ઉઠ્યો. મી. સીટને કંપનીના સત્તાવાળાઓ સમક્ષ આ કેસ રજુ કર્યો. પરિણામે મીરઝા સલીમ ઉર્ફે મીરઝા જહાંગીર ઉપર ફરી તવાઇ ઉતરી. તેને ફરીથી અલાહબાદ ખાતે મોકલી મુકવામાં આવ્યો. અને ત્યાં જ તે નજરકેદીની હાલતમાં મરણ પામ્યો. આ શાહજાદાની લાશને દીલ્હી લાવવામાં આવી, અને હ. ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા મેહબુબે ઈલાહી (રહમ) ની દરગાહના કમ્પાઉન્ડમા મહમ્મદશાહ રંગીલાની કબ્ર પાસે તે દફન કરી દેવાઈ.

આ શાહઝાદો પરણેલો હતો. એને એક દિકરો અને એક દિકરી હતી. દિકરાનું નામ અબુબક્ર હતુ, અને તે કોઈક રોગના જ કારણે મરણ પામ્યો હતો. પણ તે પોતાની પાછળ એક દિકરો છોડતો ગયો હતો, જે બાદશાહ બહાદુરશાહના સમયમાં ઇ.સ. ૧૮૫૭ ના બળવામાં માર્યો ગયો હતો.

### બહાદુરશાહની તખ્તનશીની

આ તરફ મિરઝા અબુ ઝફર બહાદુરશાહ આ બધી ખટપટો ખામોશીપૂર્વક નીહાળી રહયા હતા. એમને અલ્લાહ તઆલાની પાક ઝાત ઉપર સંપૂર્ણ ભરૂસો હતો. સાથોસાથ બહાદુરશાહ આ હકીકત પણ

સમજતા હતા કે આ સલ્તનત અને સત્તા બધું નિરર્થક છે અને એનું મહત્વ એક પુતળા કરતાં વધુ નથી હકુમત પરત્વે એમને ઝાઝો મોહ રહ્યો નહોતો પણ સિલ્સિલા અને દસ્તુર અનુસાર સિંહાસન પર બેસવાનો હવે એમનો વારો અને અધિકાર હતો

તા ૩૦ મી સપ્ટેમ્બર ૧૮૩૮ ના દિને મિર્ઝા અબુ ઝફર બહાદુરશાહને દિલ્હીની ગાદી પર બેસાડવામા આવ્યા ખુબ જ શાન અને શવકત સહિત તાજપોશીની રસમ અદા કરવામા આવી. પાટનગરની પ્રજા આનંદમા રાચી ઉઠી. મોટો જશ્ન મનાવવામા આવ્યો મિર્ઝા અબુ ઝફર " સિરાજુદ્દીન બહાદુરશાહ " નો લકબ ધારણ કર્યો અબુ ઝફર તારીખી નામ છે. અબજદની પધ્ધતિ મુજબ ગણતરી કરવામા આવે તો અબુ ઝફરના અક્ષરોનો સરવાળો થાય છે, અને એજ તેમના જન્મની સાલ છે એટલે કે હિજરી સન ૧૧૮૯ અર્થાત ઈસ્વી સન ૧૭૭૫

તખ્તનશીની પ્રસંગે શાહી-મહેલને ખુબ સજાવવામાં આવ્યો હતો. લાલ-કિલ્લાની રોનક વધી ગઈ હતી લોકો હર્ષમા ગાંડાતુર બન્યા હતા શહેરમા ઉત્સવ ઉજવાઈ રહ્યો હતો શાહી-કુટુંબના સભ્યોની ખુશીનો પાર નહોતો, છતા બહાદુરશાહના મુખ ઉપર ખુશહાલી કે આનંદના કશાય ચિન્હો દ્રષ્ટિગોચર થતા નહોતા પોતે એક જાળમાં ફસાઈ રહ્યાનુ મેહસુસ કરતા હતા બહાદુરશાહના ચહેરા પર ગમગીનતા બલ્કે નિરાશા અને દુઃખના ભાવો તરવરી રહ્યા હતા

એમણે એમના ઘણા મ[illegible]મા પોતાના [illegible]ના આ ઉમગને દાન[illegible]

બહાદુરશાહ ગાદી–અ[illegible]થી જેવા મહાર આવ્યા કે તુરત તોપો ધ ધડાી ઉઠી સૌને સનામી આપી અને બાદશાહ સનામત ઝિન્દામાના નઅરાઓથી વાતાવરણમા ગરમી પેદા થઇ ગઇ જામે મસ્જિદના પેશ ઇમામ મીર એહમદઅલી આગળ પ્રણાલિક અનુસાર તાજપોશીની રસમ અ[illegible] કરી મેસિ[illegible] મિ ગીટને બાદશાહની સેવામા નજરાણુ ધર્યું અને [illegible]પની સરકાર તરફથી અભિનદનો આપ્યા

બહાદુરશાહ ઝફર તરફથી ઉસ્તાદ "ઝવક" ને માસિક રા ૪–૦–૦ નો વઝીફો મળતો હતો તે એમણે ગાદી પ થતા વધારીને માસિક રૂ ૩૦–૦–૦ નો કરી દીધો વળી બહાદુરશાહે હ મરનાના શાહ ફખરૂદીન (રહમ) ના પુત્ર હ મરનાના શાહ કુતબુદીન (રહમ) નો ઇન્તિકાલ થએનો તેનાથી તેમની ગાદીપર બિરાજેના હ મરનાના શાહ નસીરૂદીન સાહેબને પોતાના પીરો–મુર્શદ તરીકે જાહેર કર્યા

બહાદુરશાહ ઝફરે પોતાના પીરો–મુર્શદની શાનમા જે કાવ્ય રચ્યુ હતુ, તે અહી પેશ કરવામા આવે છે વાચકો જોઈ શકશે કે એ કેટલી અકીદત પૂર્વક રચાએલુ છે —

નિઝામે ખાનએ ફ્રશ્રો જહાં તુમ્હી તો હો,
ક્યામે-સિલ્સલએ-ખાનદાં તુમ્હી તો હો,
ન ક્યું તુમસે હો ઝાહિર સીફ્તે-ફ્રખ્રુદ્દીન,
ખુદા રખ્ખે તુમહે ઉનકા નિશાં તુમ્હી તો હો,
નિસાર તુમપે હંય પરવાને સે હજારોં દિલ.
કે શમ્એ-મેહફ્રીલ સાહેબે-દિલાં તુમ્હી તો હો!
તુમ્હારી કુવ્વતે-બાતિનસે તકવિય્યત હય મુજહે.
કે મેરી બાઝુસે તાબો-તવાં તુમ્હી તો હો!
બગયર આપ કે ન ક્યોં હો જાનો-દીલ બેચયન.
કે રાહતે દીલ વ આરામો જાં તુમ્હી તો હો!
" ઝફર " કો ચાહીએ નુસરત તુમ્હીસે નસીરૂદ્દીન,
કે ઉસકે યારો મદદગાર હાં તુમ્હી તો હો!



# પ્રકરણ ૪ થું

## ખટપટ અને કાવા-દાવા

બહાદુરશાહે ગાદીનશીન થયા પછી અંગ્રેજોએ જે વચનો આપેલા હતા, તે એક પછી એક યાદ અપાવવા શરૂ કર્યા. એ વખતે દિલ્હીનો રેસિડન્ટ સર ચાર્લ્સ મેટકાફ હતો તયમૂરના વંશજ દિલ્હીની ગાદીપર બિરાજતા રહે, તેનો મેટકાફ સખ્ત વિરોધી હતો. આ કારણસર બાદશાહ અને રેસિડન્ટ વચ્ચે સાધારણ સાધારણ ગણાતી વાતો પર મતભેદો ઉભા થવા લાગ્યા બાદશાહ બહાદુરશાહ પોતાના હક-દાવા રેસિડન્ટ સમક્ષ ચીવટાઇપૂર્વક મુકતા ગયા અને તેના સ્વીકારની માંગણીઓ કરવા લાગ્યા એથી મેટકાફને ક્રોધે ભરવાના બહાના મળતા ગયા.

બહાદુરશાહ ગાદીપર આવ્યા તે પહેલાં જ લાલ-કિલ્લાનું વાતાવરણ કલુષિત બની ગએલું હતું. નાના નાના નોકરો વફાદારી છોડી ગદારી કરવા લાગ્યા હતા શાહી-મહેલની બાતમીઓ અંગ્રેજો સુધી પહોંચાડતા રહેતા હતા.

## ઉસ્તાદ "ઝૌક" ની કદર

બહાદુરશાહ ઝફરે તખ્તનશીન થયા બાદ કેટલીક નિમણુંકો રદ કરી, અને તેમની જગ્યાએ પોતાના વિશ્વાસુ માણસોને નીમ્યા. કર્મચારીઓના પગારો પણ વધારવામા આવ્યા. પોતાના ઉસ્તાદ કવિ "ઝૌક" ને માસિક રૂા. ૧૦૦ નો પગાર કરી આપ્યો. "ઝૌક" ના પુત્રને પણ કેટલીક સેવાઓ સુપ્રત કરવામા આવી.

બાદશાહે બીજા લાયક માણસોની પણ કદર કરી. તેમને ઇનિકાએથી નવાજ્યા, અને ઇનામો તથા સિરપાવો આપીને વધાવ્યા. એટલુ જ તેમને રોકડ બક્ષિશો પણ આપી.

## "ગાલિબ" ને સોંપાએલી કામગીરી

મિરઝા અસદુલ્લાહખાન "ગાલિબ" પણ નામી શાયર હતા. એમને દરબારમા પ્રવેશ મળ્યો. બાદશાહની એમના તરફ પ્રીતિ હતી. "ઝૌક" પછી "ગાલિબ" નુ સ્થાન હતુ. "ગાલિબ" ની લેખનશક્તિ અને વિદ્વતા માટે બાદશાહને માન હતુ. એજ અરસામા બાદશાહ તરફથી "ગાલિબ" ને "તયમુરીયાહ ખાનદાન" ઉપર એક પુસ્તક લખવાનુ કામ સોંપવામા આવ્યુ. "ગાલિબે" આ કામ કુશળતાપૂર્વક અંજામ આપ્યું. બાદશાહ પુસ્તક વાંચી ખુશ થઈ ગયા. તેમણે "ગાલિબ" ને પુરસ્કાર તરીકે મોટી રકમનુ ઇનામ આપ્યુ.

બીજી પણ ભેટ-સોગાતો આપી અને "નજમુદ્દૌલા દબીરૂલ મુલ્ક મિર્ઝા અસદુલ્લાહખાન બહાદુર નિઝામે-જંગ" નો માનપ્રદ ખિતાબ અર્પણ કર્યો "ગાલિબ" નો માસિક વજીફો પણ મુકરર થયો.

### ચાકરોના કાવા-દાવા

બાદશાહ કેવળ ઉદાર દિલના જ નહોતા પણ ભોળા પણ હતા. એમની ભલમનસાઈનો ઘણા લોકો લાભ ઉઠાવતા હતા. પોતે ઉચ્ચ કક્ષાના શાયર હતા અને ફુરસદનો ઘણો ખરો સમય કાવ્ય-રચનામા વ્યતિત કરતા હતા.

આ ભલમનસાઈ અને ઉદારતાનો કેટલાક દેશદ્રોહીઓ અને અંગ્રેજોના ખાંધીયાઓએ પુરેપુરો લાભ લીધો, અને એમને ગાદીપરથી ઉઠાવી પાડવાની વેતરણો કરવા લાગ્યા. તેમણે ઈસ્ટ ઈન્ડીયા કંપનીના અધિકારીઓના કાનોમા બાદશાહ વિરૂધ્ધ ઝેર રેડવા માંડ્યુ. અંગ્રેજોને તો એ ભાવતુ જ હતુ. બાદશાહના વિરોધીઓને ગોરાઓ તરફથી આશરો મળવા લાગ્યો અને ગુપ્ત કાવા-દાવા શરૂ થઈ ગયા. બહાદુરશાહનો કાંટો દૂર કરવા સારૂ અંગ્રેજો કાવતરા રચવા લાગ્યા. અંગ્રેજો મુગલીયા સલ્તનતના બાદશાહ રૂપી પ્રતીકનો કાંટો કોઈને કોઈ બહાને દૂર કરવા ઇચ્છતા હતા. તેઓ આ બાદશાહત રૂપી આડંબરને વધુ વખત સુધી ચલાવી લેવામા-નભાવી લેવામા એક પ્રકારનુ જોખમ જોતા હતા.

ભરણુ-પોષણનો આધાર હતો. બાદશાહ બહાદુરશાહ અને મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરની વિધવા બેગમ હુમયની બેગમ વચ્ચે આ જાગીરોએ મતભેદ પડ્યો.

મિરઝા સલીમ ઉર્ફે મિરઝા જહાંગીરની વિધવાએ બાદશાહ સામે કોર્ટમાં દાવો માંડ્યો. મુકદમો ચાલ્યો. અંગ્રેજ-ન્યાયાધીશે બાદશાહના વિરુદ્ધ ફેંસલો સુણાવ્યો. આથી બાદશાહના દિલને ભારે આઘાત પહોંચ્યો. એમણે પોતાના માણસો દ્વારા આગ્રાના લેફ્ટ ગવર્નર સમક્ષ ધા નાખી કે "તમારા ન્યાયાધીશને શાહી-બાબતો વચ્ચે પડવાનો કશો અધિકાર નથી. આ બાબતમાં ન્યાયાધીશને વધતી સુચનાઓ મોકલવાના બદલે પગલા ભરશો.

અગ્રેજોને તો બહાનું જોઈતું હતું, આગ્રાથી ઉત્તર મળ્યો કે બાદશાહને કિલ્લાની બહારની વાતોમાં માથું મારવાનો કોઈ અધિકાર નથી એટલું જ નહીં બાદશાહને કિલ્લાની બહારના સ્થળો ઉપર પણ કશો હક્ક કે અધિકાર નથી અને હોઈ શકે પણ નહીં.' દિલ્હીના ગોરા રેસિડન્ટને આગ્રાથી આદેશ મળ્યો કે બાદશાહને કહી દો કે કિલ્લાની બહારની વાતોમાં દખલ કરે નહીં. કિલ્લાથી બહારના પ્રદેશ પર બાદશાહની હુકુમત નથી. સરકાર કંપની બહાદુરે કિલ્લાની બહારના તમામ અધિકાર રદ-બાતલ કરેલા છે.

બાદશાહને આ આદેશ સંભળાવી દેવામાં આવ્યો. એથી બાદશાહના દિલને ઘણો આઘાત લાગ્યો —

"ઝફર' રોઅરો-સુખનસે રાઝે-દિલ ક્યૂં કર ન ઝાહિર હો,<br>
કે યેહ મઝમુન સારે, દિલકે અંદરસે નીકલતે હય।।

## ઝીનત મહેલની કામગીરી

બાદશાહ બહાદુરશાહને પોતાની બેગમ ઝીનત મહેલ ઉપર મુસ્લિમ વિશ્વાસ હતો બીજી બેગમો કરતા ઝીનતમહેલને જ વધારે ચાહતા હતા, અને ઇજ્જત પણ તેની જ વધારે કરતા હતા બાદશાહની સવારી માટે મોટા ઘોડા જોડવામા આવતા હતા, ત્યારે ઝીનત મહેલની સવારી માટે ચાર ઘોડા જોડવામા આવતા હતા

બાદશાહના વઝીર હામિદઅલીખાન કાર્યભાર વખત પર ઉતરતા ત્યાર તેમનુ બધુ કામ ઝીનત મહેલ જ સભાળતી હતી બાદશાહના દરરોજના કામો અને દરબારની કાર્યવહી પણ ઝીનત મહેલની આજ્ઞાનુસાર જ આટોપવામા આવતી હતી

જરૂરત ઉભી થતી ત્યારે ઝીનત મહેલ પરદામા બેસી ગોરા રેસી ડન્ટ જોડે વાર્તાલાપ પણ કરતી હતી નોકરના પગારો તથા મહેલના ખર્ચનુ સચાલન પણ ઝીનત મહેલના હસ્તક હતુ, અને તે આ કાર્ય સહેલાઈથી અજામ આપતી હતી

એ વાર ઝીનત મહેલ સખ્ત બિમાર પડી આ માદગીમાથી સાજા થયા પછી તેણે દિલ્હી શહેરમા એક ઈમારત બધાવવાની ઈચ્છા બાદશાહ સમક્ષ વ્યક્ત કરી બાદશાહે આ ઈચ્છા સતોષી અને એક ઈમારત ચણાવવાની સમતિ આપી

શાહી સમતિ મેળવ્યા બાદ ઝીનત મહેલે દિલ્હીમા લાલ કુવા પાસે એક હવેલી ચણાવી આ હવેલી અત્યારે પણ મોજુદ છે, અને તેના મુખ્ય દ્વાર ઉપર બાદશાહ બહાદુરશાહ ઝફરે લખેલી કાવ્ય પક્તિ સહિતની એક તખ્તી દ્રષ્ટિએ પડે છે

# પ્રકરણ ૫ મું.

## : શાહરૂખનું મોત

બાદશાહ બહાદુરશાહ હવે વૃધ્ધાવસ્થાએ પહોંચ્યા હતા, તેઓ પોતે જ પોતાના શાહજાદાઓ પૈકી મિરઝા દારા બખ્ત અને મિરઝા શાહરૂખ આ બે માંથી કોઈ એકને પોતાના વલી અહદ અર્થાત યુવરાજ તરીકે નીમવા ચાહતા હતા. મિરઝા દારા બખ્ત તરફ બાદશાહને વધુ મમતા ન હતી, મિરઝા શાહરૂખ સભ્ય, નરમાશી, નમ્ર અને માત-પિતાનો ખિદમતગુઝાર હતો. એ પોતાની ઉદાર-દિલીના કારણે મિત્રોમાં પણ ઘણી ચાહના મેળવી શક્યો હતો, જ્યારે મિરઝા દારાબખ્તમાં કેટલીક કુટેવો હતી તે શરાબ પીયતો હતો તોફાનો કરતો હતો, અને લોકોને હેરાન કરતો રહેતો હતો તેથી પ્રજા તથા દરબારીઓ શાહજાદાની આ આદતોથી ઘણા નારાજ હતા

બહાદુરશાહ, મિરઝા દારાબખ્ત કરતા શાહરૂખને વલી અહદ (યુવરાજ) તરીકે વધારે પસંદ કરતા, પણ મિરઝા દારાબખ્તને બાદશાહના આ પક્ષપાતથી ખોટું લાગયું અને તે શાહરૂખની ઈર્ષા કરવા લાગ્યો જ્યાં મિરઝા શાહરૂખ મોટા ભાઇની ઇજ્જત કરતો હતો અને તેનો માન-મોભો જાળવી રાખી હમેશ આદરની દ્રષ્ટિએ જોતો હતો

કુંપની-સરકારને પણ દારાબખ્ત પ્રત્યે સદન આદર-ભાવ ન

તઆલા તમને જલ્દી શિફા બક્ષે, અને તમે જલ્દી સાજા થઈ અમને આવી મળો" બાદશાહે શાહજાદા ઉપર બીજા ત્રણ હજાર રૂપિયા રવાના કર્યાં, અને જેમ બને તેમ તાકીદે દિલ્હી આવવા માટે સંદેશો પાઠવ્યો

પણ બાદશાહ કમભાગી હતા જંગલો અને પહાડોના ખરાબ હવામાન અને મોસમની ઝેરીલી અસરોએ શાહરૂખનો ભોગ લીધો શિકારની અથડામણ અને રખડપટ્ટી, થાક અને ઉજાગરા, પાણીની ફેર-બદલી અને ભોજનની અનિયમિતતા તથા અવ્યવસ્થા વગેરેના કારણે શાહરૂખ પટકાઈ પડ્યો હતો તેનો તાવ ખસતો ન્હોતો અને આ શિકાર પ્રવાસમા કુશળ તબીબની ગેરહાજરીના કારણે ચોકકસ ઇલાજ કરવાની તેને સગવડ પણ પ્રાપ્ત થઈ શકી ન્હોતી માદગીની હાલતમા તે દિલ્હી પાછો આવવા માટે નીકળ્યો પણ કુદરતને કંઈક બીજું જ મંજુર હતુ મિરઝા શાહરૂખ દિલ્હી પહોંચે તે અગાઉ ઈ સ ૧૮૪૮ ના એપ્રિલ માસ દરમ્યાન માર્ગમા જ મૃત્યુ પામ્યો

બહાદુરશાહને જ્યારે આ સમાચાર પહોંચાડવામા આવ્યા ત્યારે તેમણે રડી દીધુ દિલ્હીની જામે-મસ્જિદમા ખત્મે-કુર્આનની મજલિસ કરવામા આવી બહાદુરશાહએ પોતે આ મજલિસમા હાજરી આપી શાહજાદાની ફાતિહા ખ્વાનીમા ભાગ લીધો, અને એક પ્રસંગોચિત તકરીર પણ કરી

ગુન ભના કુચ્છ તો બહારે અય સબા દિખના ગયે
હસ્રત ઉન ગુંચો પે હય જો બીન ખીલે મુરઝા ગયે!

પરંતુ બાદશાહ બહાદુરશાહનું અંતર દુ:ખ શાહઝાદાના અકાળે થએના ઇન્તેકાલથી ઘણુ જ વધી ગયું હતું, અને તેમને પોતાનું જીવન અમાગ્ત અને નિરર્થક લાગતું હતું –

ચેહ નકશા હો ગયા હય મેરા સનદાએ-મુહબ્બતમે,
મેરી સુરત મેરે યારોમે પહેચાની નહી જાતી!
× × ×

ઢોગ કર યાર હય સમ હુવે ચલતે ફીરતે,
અપની તન્હાઈ પે હમ હાથ હય મલતે ફીરતે!
× × ×

સુબ્હ રો રો કે શામ હોતી હય,
શામ તડપ કર તમામ હોતી હય!
× × ×

તાકતો હોશ હુવે હમમે જુદા અચ્છે વક્ત,
દી બુઢાપે મે હમે સબને દુઆ અચ્છે વક્ત!



# પ્રકરણ ૬ ઠ્ઠું

## કોડી નાંખેલો શાહઝાદો

મિરઝા શાહરૂખના અવસાન પછી બાદશાહના દુઃખના દિવસો માટે કેવળ ઝીનત મહલ જ રહી ગઈ હતી. હવે તેને એમ લાગવા માંડયું હતું કે તેના પુત્ર મિરઝા દારાબખ્તને બાદશાહ યુવરાજ તરીકે પસંદ કરશે. તે બાદશાહને આ બાબત સમજાવવામાં સફળ બની, પણ મિરઝા દારાબખ્ત બિમાર પડયો અને ઈ. સ. ૧૮૪૯ માં મૃત્યુ પામ્યો. હવે બાદશાહે પોતાના નાના પુત્ર મિરઝા જવાનબખ્ત બન્નેની વિરુદ્ધ હતા. અંગ્રેજો તો ભવિષ્યમાં હિન્દુસ્તાનના "બાદશાહ" ની પદવીને જ ઉડાવી દેવાના મનસુબા ઘડી રહ્યા હતા.

### કંપનીની શરતો :

આ તરફ કંપની-સરકાર એક મુનતનામા દ્વારા નિમ્ન શરતો મંજુર કરાવી લેવાની સાજિશ કરી ચુકી હતી. જેને આ કરારનામું બાદશાહ સમક્ષ મુકવામાં આવ્યું. એની મુખ્ય શરતો આ હતી –

(૧) કંપની-સરકાર તરફ બાદશાહ પોતાની વફાદારી જાહેર કરવી.

(૨) તયમૂરીયાન-ખાનદાનના સભ્યોએ નામ મિશ્રા જારી દેવો

બાદશાહનો એક મોટો પુત્ર પણ હતો એ બીજી બેગમના પેટે અવતર્યો હતો એનું નામ મિરઝા ફખરૂ હતું અંગ્રેજો મિરઝા ફખરૂના તરફદાર હતા અંગ્રેજોની એવી દલીલ હતી કે મિરઝા ફખરૂ બાદશાહના પુત્રો પૈકી સૌથી મોટો પુત્ર છે, અને મોટો પુત્ર જ ગાદીનો વારસ થઈ શકે છે આ તેનો કાયદેસરનો હક છે

બીજા શાહજાદાઓમાં મિરઝા જવાંબખ્ત ઝીનત મહેલના પેટે અવતર્યો હતો, અને કહે છે કે તે આશાજનક યુવક હતો પણ ગવર્નર-જનરલે ખાનગી પ્રપંચ દ્વારા મિરઝા ફખરૂ પાસે એક પ્રતિજ્ઞા પત્ર લખાવી લીધું હતું એમાં તેણે અંગ્રેજોની તમામ શર્તો કબુલ કરી લીધી હતી અને એવી કબુલાત લખી આપી હતી કે જો તેને વલી અહદ બનાવવામાં આવે તો ગાદી ઉપર બેસનાર પોતે દિલ્હીનો લાલ-કિલ્લો છોડી દઈ ગોરાઓ કહેશે ત્યાં જઈને રહેશે બાદશાહને જ્યારે આ કબુલાત નામાની જાણ થઈ ત્યારે તેમણે સખત વાંધો ઉઠાવ્યો અને વિરોધ પ્રગટ કર્યો, પરંતુ બાદશાહની ખ્વાહિશ વિરુદ્ધ મિરઝા ફખરૂને જ યુવરાજ તરીકે જાહેર કરવામાં આવ્યો આ વખતે લોર્ડ ડેલહાઉઝીનો અમલ ચાલતો હતો

ઝીનત મહેલની આશાના મીનારો તુટી પડ્યો પણ તે લાચાર હતી દિલ્હીમાં બે પક્ષ પડી ગયા એક પક્ષના સભ્યો મિરઝા ફખરૂની અને બીજા પક્ષના સભ્યો મિરઝા જવાંબખ્તની વલી-અહદી માટે મિનિગો કરવા લાગ્યા પણ બાદશાહ આ ધમાચકડીથી કંટાળી ગયા હતા તેઓ કહેતા હતા કે મારા પુત્રો સલ્તનત વગરની ગાદી માટે

અને સત્તા-વિહોણી પદવી માટે નાહક ફાંફા મારી રહ્યાં છે. કિસ્મતે મુગલ-સલ્તનતનો અન્ત બહાદુરશાહ ઝફરના નામ પર આણ્યો છે, અને તેના નામ પર જ આ શહેનશાહતની વસ્સલામ લખી છે. હિન્દ પર શાસન ભોગવવાનું તયમુરથી લઈ કરીને બહાદુરશાહ સુધીના બાદશાહોના નસીબમાં જ લખાએલું છે

કંપની-સરકારના દિલ્હીના અધિકારીઓએ યુવરાજના પ્રશ્ન ઉપર છેવટનો પડદો પાડી દીધો અને બાદશાહને સાફ સાફ જણાવી દીધું કે વલી અહદ તરીકે મિરઝા ફખર નો સ્વીકાર થઈ ચૂક્યો છે, અને તેમાં હવે કશો ફેરફાર થઈ શકશે નહીં આ જવાબથી બાદશાહને એક વધુ આઘાત લાગ્યો તેઓ માંદા પડી ગયા રેસિડન્ટ બાદશાહની ખબર લેવા કિલ્લામાં આવ્યો, અને બિમાર પુર્સીના બહાના હેઠળ કિલ્લાના ગઢ-ઘાટ અને વાતાવરણને પણ નજરોનજર નિહાળતો ગયો

## લાલ-કિલ્લા ફરતે પહેરો :

કિલ્લાવાસીઓમાં યુવરાજના પ્રશ્ન ઉપર બે પક્ષ પડી ગયા હતા, તેથી વાતાવરણ ઘણું ગરમ રહેતું હતું. દિલ્હીના રેસિડન્ટ સાવચેતી તરીકે કિલ્લાની બહાર ચારે બાજુ લશ્કરી પહેરા ગોઠવી દીધા

લાલ-કિલ્લાની ફરતે લશ્કરી પહેરા ગોઠવી દેવામાં આવ્યાની બાદશાહને જ્યારે જાણ થઈ ત્યારે તેઓ ઘણા ગુસ્સે થયા પણ શું થઈ શકે? બાદશાહ અવાક થઈ સુણ્યા હતા બક્રિનમા અંકુશમા

આવી ગયા હતા. માત્ર નામની બાદશાહત હતી, અને દેખાવે પુતળા હતા. બાદશાહે દિલ્હીના રેસિડન્ટને કાગળ લખ્યો :–

" શું આપની એવી માન્યતા છે કે મારી લાશ અંગ્રેજો જોડે યુધ્ધ કરશે? શું આપ મને શાન્તિથી મૌનને બેસવા દેવા ચાહતા નથી?"

રેસિડન્ટે લશ્કરી–અધિકારીઓને હુકમ કર્યો કે લાલ–કિલ્લાની ફરતે ગોઠવાએલા પહેરા ઉઠાવી લેવા.

## મિરઝા ફખરૂનો ઇન્તેકાલ

ઇ. સ. ૧૮૫૪ મા મિરઝા ફખરૂનો ઇન્તિકાલ થઇ ગયો, અને ગાદી–વારસનો પ્રશ્ન એકવાર ફરી ચગડોળે ચડયો. આ વખતે બાદશાહના નવ પુત્રો હયાત હતા. એ બધામાં સૌથી નાનો છતાં જવાંબખ્ત વિશેષ આશાજનક હતા. જવાંબખ્તની વલી–અહદી માટે બાદશાહે ફરી યત્નો આરંભ્યા. અંગ્રેજોએ મિરઝા. કોયાશ નામના શાહઝાદાને ફોડી નાંખ્યો હતો તેમણે આ શાહઝાદાનો યુવરાજ તરીકે એવી શર્તોએ સ્વીકાર કરી લીધો હતો કે (૧) તમને "બાદશાહ" ના બદલે ફકત "શાહઝાદા" કહેવામાં આવશે; (૨) તમારે દિલ્હીના લાલ–કિલ્લાને છોડી દેવો પડશે, અને (૩) દર મહીને એક લાખ

રૂપિયાના બદલે તમને ફક્ત પંદર હજાર રૂપિયા આપવામાં આવશે. આ કબુલાતની જાણ થતાં માત્ર બહાદુરશાહનો જ નહીં બલ્કે દિલ્હી-વાસીઓનો પણ ક્રોધાગ્નિ ભભુકી ઉઠ્યો.

પણ બાદશાહ બહાદુરશાહ અને તેમના ખાનદાનના સભ્યો માટે કિસ્મતે કંઇક જ બીજું જ લખ્યું હતું.



# પ્રકરણ ૭ મું

# પીરી મુરીદી

બહાદુરશાહ નાનપણથી જ તત્ત્વ-જ્ઞાનમા રસ લેતા હતા પ્રત્યક્ષ રીતે સંસારી જરૂર હતા પણ હકીકતમા ફકીર મનસ અને દુર્વેશ હતા તેઓ વાણી અને વર્તનમા ફકીરી અને દુર્વેશી જાહેર કરી રહયા હતા એમના પીરો-મુર્શિદે આપેલા જ્ઞાનમા એટલા ઉંડા ઉતરી ગયા હતા કે પોતે પણ• પીરી-મુરીદી કરતા થઇ ગયા હતા

## પીરી-મુરીદીના સિલ્સિલો :

બાદશાહે લાલ-કિલ્લામા રહીને પીરી-મુરીદીનો સિલ્સિલો શરૂ કરી દીધો હતો કિલ્લા અને કિલ્લાની બહારના સેંકડો જણે બાદશાહની મુરીદી સ્વીકારી હતી અને ઝિલ્લે-સુબ્હાનીની બક્ષિશો અને નવાજિશોના અધિકારી બન્યા હતા જે કોઇ બાદશાહનો મુરીદ (અનુયાયી) બનતો હતો, તેને બાદશાહ તરફથી માસિક પાંચ રૂપિયાનો પણ વઝીફો બાંધી આપવામા આવતો હતો ખુદ કંપની-સરકારની પલટનોના મુસલમાન સિપાઇઓ પણ બાદશાહના મુરીદ બનવા લાગ્યા હતા જ્યારે કંપની-સરકારના અધિકારીઓને આ વાતની

જાણ થઈ, ત્યારે તેમણે સૈનિકો જોગ એક કડક હુકમ બહાર પાડી બાદશાહના મુશાયરા ઉપર પ્રતિબંધ જાહેર કર્યો

**"ઝવક" ની વફાત:**

આ અરસામાં જ બાદશાહના ઉસ્તાદ શેખ ઇબ્રાહીમ "ઝવક" નો ઇન્તેકાલ થયો બાદશાહને ઘણો રંજ થયો, એમના સ્થાને કવિ "દાગ" ને મળી શકતા હતા બાદશાહ પણ પ્રથમથી જ "દાગ" ને માનની નજરે જોતા હતા એક મુશાયરો યોજાયો, તેમાં "દાગ" ઝવકી ઉપમા તેમણે વર્ણવ્યું —

હુવે મગરુર વોહ જબ અસર મેરી બેઅસર દેખી,
કિસીકા ઇસ તરહ યા રબ ન દુન્યામે ભરમ નીકલે!

બાદશાહ આ કાવ્ય સાંભળી ખુશ થઈ ગયા અને "દાગ" ને પોતાની પાસે બોલાવી તેમના કપોળ ઉપર ચુમ્બન કર્યું

આમ છતાં "દાગ" ને શાહી-દરબારમાં "ઝવક" નું સ્થાન મળી શક્યું નહી અને "ઝવક" ના એક બીજા શિષ્ય હાફિઝ ગુલામ રસુલ "વિરાન" ને આ સ્થાન મળ્યું બીજી તરફ મિરઝા અસદુલ્લાહખાન "ગાલિબ" જોડે બાદશાહને ઘનિષ્ટ મૈત્રિ હતી, અને તે દિવસે દિવસે વધુ પાંગરતી જતી હતી

અંગ્રેજોએ ત્યારથી મિર્ઝા કોયાશને હાથપર લઈ ફોડી નાખ્યો હતો, અને તેની પાસે પોતાની ઇચ્છિત શર્તો લખાવી લઈ યુવરાજ તરીકે તેની નિમણુંક કરી દીધી હતી, ત્યારથી દિલ્હીમા અંગ્રેજોની સત્તાના મૂળ ઘણા ઊંડા ઉતરી ગયા હતા, અને બાદશાહનો કોઈ પણ માણસ કે પ્રજાજન આ મૂળને ઉખેડી નાખવાનુ સામર્થ્ય ધરાવતો નહોતો

## પેશનગોઈ

બાદશાહ બહાદુરશાહે ઘણી વાર પોતાના અંગત જનો સમક્ષ એની અગમચેતીના વચનો ઉચ્ચાર્યા હતા કે મારા પછી આ સલ્તનતનો નાશ થવાનો છે આ સલ્તનત હવે ખતમ થઈ ગએલી જ સમજો બહાદુરશાહ 'ઝફર' નો જ આ એક દુર્લભ શએર છે –

અય "ઝફર" અબ હય તુજહી તક ઇન્તેઝામે-સલ્તનત,
બાદ તેરે ન રહીએ-અહદી ન નામે સલ્તનત !!



# પ્રકરણ ૮ મું.

## બળવો :

આ નાના પુસ્તકમાં બળવાના પ્રસંગોની સંપૂર્ણ છણાવટ કરવામાં આવી નથી પણ ફક્ત મુખ્ય મુખ્ય બનાવોને આંકળી લેવાનો અમે પ્રયાસ કર્યો છે.

૧૮૫૭ ના મે મહીનામાં બળવો ફાટી નીકળ્યો તેના બધે તણખા ઉડ્યા. જ્યાં જ્યાં અંગ્રેજો આબાદ હતા, ત્યાં ત્યાં તેમનું નિકંદન કાઢવાના મનસુબાઓ ઘડાઇ ગયા હતા, આ જંગ અથવા બળવાની હવા મેરઠથી ફૂંકાઈ.

### અફવાઓનું બજાર :

દિલ્હી અફવાઓનું શહેર બની ગયું હતું. કોઈ કહેતું કે દિલ્હી ઉપર ઈરાનનો બાદશાહ ચડી આવનાર છે. કોઈ બોલતું કે કાબૂલથી લશ્કર આવી રહ્યું છે એવો તુક્કો પણ વહેતો મુકવામાં આવ્યો હતો કે ફ્રાન્સથી સેના આવે છે. કોઈક ગરમ-દાળનો એવો ગોળો ગબડાવતો કે રશિયાથી ઝારની ફોજ આવી રહી છે. મતલબ, સેંકડો મુખોથી સેંકડો પ્રકારની અફવાઓ સાંભળવામાં આવતી હતી મદ-

દુરશાહના ખિલાફ આવેલા ખટનામા જે જૂબાનીઓ પડી હતી, તેમાથી કેટલીકમા આ અફવાઓનો ય ઉલ્લેખ થયો હતો

આ તરેહવાર અફવાઓ તથા કલુષિત રૂપ ધારણ કરી ચુકેલા વાતાવરણ પરથી હિન્દીના વિચારશીલ અને દૂરદર્શી નાગરિકોને એમ લાગી ગયુ હતુ કે જરૂર કઈક કઈ પરિવર્તન થવાનુ છે અથવા, કોઈ નવા–જુની થઈને રહેવાની છે

✔ કુપની–સરકારના અમલથી ત્રાસી ગએલાએ અને બીજા દેશભક્તોએ એવો નિર્ણય કર્યો હતો કે કોઈપણ રીતે હિન્દુસ્તાનમાથી અગ્રેજોની સત્તા મીટાવી દેવી અને એમના મુળ ઉખેડી નાખવા આ કાર્ય માટે દરેક જણ દિલોજાનથી તત્પર હતો, પણ ન હતા કેવળ દેશદ્રોહીઓ ગદ્દારો, ઘરના ભેદુઓ અને અગ્રેજોના પીઠ્ઠુઓ ! દેશના આ દુશ્મનોજ અગ્રેજોની સલામત ઇચ્છી રહયા હતા

## વટાળ પ્રવૃતિઅને ચરબીના કારતુસો:

આખા મુલ્કમા એવી હવા પ્રસરી ચુકી હતી કે હિન્દુસ્તાનમાથી હવે અગ્રેજોને ગાસડા–પોટલા બાધી નાસી જવુ પડશે અગ્રેજ પાદરીઓ દ્વારા ઠેર ઠેર વટાળ–પ્રવૃત્તિ ચાલતી હતી અને દરેનામ તથા હિન્દુ ધર્મ ઉપર તરેહવાર આક્ષેપો કરવામા આવતા હતા ધર્મિષ્ઠ લોકો એના ખિલાફ હતા, અને અગ્રેજોના, આ પગલાને નફરતની દ્રષ્ટિએ જોતા હતા હિન્દીઓને લાગવા માડયુ હતુ કે જો આ વટાળ–પ્રવૃતિ જારી રહેશે તો જતે દિવસે દેશની વસ્તીનો મોટો ભાગ

ઈસાઈ બની જશે મુક્તિ–આન્દોલનના નેતાઓએ પોતાના પ્રચાર કાર્યમાં આ હકીકત તરફ જનતાનું પૂરું લક્ષ ખેંચ્યું, અને અંગ્રેજોને હાંકી કાઢવાના કામમાં જનતાની સહાય માગી જનતાએ તે સત્વર આપી.

અંગ્રેજોએ જોયું કે વાતાવરણ ખૂબ ગરમ બની ચૂક્યું છે, અને એનું પરિણામ માઠું આવશે તેમણે નવી જાતના કારતુસો અને બંદૂકોની ગોળીઓ મંગાવી મુક્તિ–સૈન્યના કાર્યકરોએ એનો પૂરો લાભ ઉઠાવ્યો અને પ્રચાર આદર્યો કે અંગ્રેજોએ જે કારતુસો આપ્યા છે, તેમાં ગાય અને ડુક્કરની ચરબીનો ઉપયોગ કરવામાં આવેલો છે મઝહબ અને ધર્મને ભ્રષ્ટ કરવાના આશયે અને ઈસાઈયતનો ફેલાવો કરવાના ઉદ્દેશે તેમના તરફથી આ ચાલ રમાઈ રહી છે હિન્દી પ્રજા સાવધ બને !!

બસ, એટલું જ જોઈતું હતું પ્રજામાં અને કુંપની–સરકારની હિન્દી સૈનિકોની ટુકડીઓમાં ભારે બેચેની ફેલાઈ ગઈ હિન્દી–સિપાઈઓએ ઠેર ઠેર આ ચરબીયુક્ત કારતુસોનો ઉપયોગ કરવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો બળવાની યોજનાના પ્રયોજકોને એથી ઘણું જ બળ મળ્યું તેમણે આ કાનુનોના ખિલાફ સારાયે દેશમાં જબ્બર પ્રચાર કર્યો.

**મેરઠની ઘટના**

દિલ્હીની પાસે આવેલા મેરઠ (મીરતની) ની ગોરાઓની છાવણીમાં એક મહત્વની ઘટના બની ૧૮૫૭ માં દેશી સિપાઈઓએ આ

કારતુસો વાપરવાની ઘસીને ના પાડી  અધિકારીઓએ ગોરાઓની પલટનને બોલાવી સિપાઈઓના વિરોધને દાબી દેવા અને પ્રજા ઉપર રોફ પાડવા માટે તેમણે આ પગલું લીધું.

ગોરાઓની પલટન બોલાવ્યા છતાં દેશી સિપાઈઓએ પોતાનો વિરોધ ચાલુ રાખ્યો અને આ કારતુસોનો ઉપયોગ કરવાનો ફરીથી નન્નો ભણ્યો બીજે દિવસે કવાયત ગોઠવવામાં આવી પણ હિન્દી સિપાઈઓએ એ વખતે પણ આ કારતુસોનો ઉપયોગ કરવાના હુકમનો અનાદર કર્યો લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો અને સિપાઈઓને નિશ્શસ્ત્ર કરવામાં આવ્યા તેમના નેતાઓને દસ દસ સાલની સજા ફરમાવવામાં આવી જે સિપાઈઓ પાસેથી શસ્ત્રો છીનવી લેવામાં આવ્યા હતા, તેમના ગણવેશો પણ ઉતારી લેવામાં આવ્યા અને એ લોકોને બેડીઓ પહેરાવી લશ્કરી જેલોમાં પૂરી દેવાયા

## સૈન્યમાં ભભુકેલો રોષ

આ ઘટનાની જાણ છાવણીના બીજા દેશી સિપાઈઓને થતા તેઓ ગુસ્સાથી ભભુકી ઉઠ્યા પણ તેમણે એ દિવસે મનપર કાબુ રાખ્યો અને એ દિવસે બીજો કોઈ પણ અજુગતો બનાવ ન બન્યો દિવસ શાન્તિમાં પસાર થઈ ગયો.

બીજે દિવસે રવિવાર હતો. મેની દસમી તારીખ હતી. બાકીની દેશી ફોજના સૈનિકો અચાનક પોત પોતાની બરાકોમાંથી હથિયારો

વઇ બહાર નીકળી પડ્યા તેમણે ત્યાં પોતાના સિપાઈ—મ ડુઓને નજરકી કાયદા હેઠળ કેદમાં પુરવામાં આવ્યા હતા તે તરફ દોડ મુકી અને સિપાઈઓને મુક્ત કર્યાં. તેમના હાથ-પગોની બેડીઓ તોડી નાખી, અને ત્યાર બાદ મગનાને આગ લગાડી પછી અંગ્રેજ અફસરોને જાનથી મારી નાખવા શરૂ કર્યાં જેઓ આ લોકોના હાથમાંથી બચ્યા, તેઓ જાનો બચાવી નાસ્યા અથવા પોતપોતાના મકાનોમાં સંતાઈ બેઠા આ બનાવ પછી અંગ્રેજોને લાગ્યું કે તેમના ખિલાફ કોઈ મોટું કાવતરું ઘડવામાં આવ્યું છે હવે તેમની ખેર કે સલામતી નથી.

## દિલ્હીને થએલી જાણ

તા ૧૧ મી મે ૧૮૫૭ ની સવારની નમાઝ પછી બાદશાહ બહાદુરશાહ ઝફર લાલ-કિલ્લામાંથી જમનાના કિનારે નજર ફેરવી તો તેમણે દૂર દૂર આગના ભડકા જોયા આ ભડકા જોયા બાદ બાદશાહે તુરત જ પોતાના એક સિપાઈને બોલાવ્યો અને નદીની સામેપાર શું થઈ રહ્યું છે, તેની ખબર મેળવી લાવવા માટે તેને તુરત જ ઘોડા પર ઉપડવાનો આદેશ આપ્યો.

આ સૈનિક રવાના થયો અને થોડી વારમાં પાછો ફરી ખબર લાવ્યો કે મેરઠમાં બળવો થયો છે ત્યાં કતલ ચાલી રહી છે, અને એમણે સામે પાર ઘણા અંગ્રેજોને મારી નાખ્યા છે, અને તેમની કોઠીઓ સળગાવી દીધી છે

## શહેરમાં હાહાકાર

મેરઠમાં થએલા બળવાની અને ત્યાંથી આવેલી ફોજ-ટુકડીઓની ખબર જ્યારે દિલ્હીમાં ફેલાઇ ત્યારે સામાન્ય દિલ્હીમાં હાહાકાર મચી ગયો અંગ્રેજીનું ગોરું લશ્કર સાવધ બન્યું અને તેણે શસ્ત્રો ધારણ કરી લીધાં જનતા બેબાકળી બની ગઇ અને હવે શું બનશે, તેની રાહ જોવા લાગી

બળવાખોરોની લશ્કરી-ટુકડીઓ લાલ-કિલ્લામાં દાખલ થઈ શહેરમાં અંગ્રેજો ઉપર હુમલાઓ શરૂ કર્યાં ઘણા અંગ્રેજોને માર્યા ના[illegible] અને બાકીના પોતાની જાનો બચાવી નાઠા દિલ્હીમાં ભારે મન[illegible]ડાઈ જામી અને પુષ્કળ તારાજી થઈ ✔દિલ્હી ઉપર હવે બળવાખોરોએ સંપૂર્ણ કબજો જમાવ્યો બાદશાહ બહાદુરશાહ ઝફર બળવાખોરોના હાથમાં હતા

## બાદશાહને વિનતિ :

બળવાખોર ટુકડીઓના આગળ પડતા નેતાઓ બાદશાહની ખિદમતમાં હાજર થયા, અને વિનંતિ કરી કે, અમે સૌ આપની સેવામાં હાજર થયા છીએ આપ અમારા બાદશાહ અને સરતાજ છો અમે નક્કી કર્યું છે કે હિન્દુસ્તાનમાંથી અંગ્રેજોનું કાસળ કાઢી નાખવું અમે આપની દોરવણી મેળવવા માટે ઉપસ્થિત થયા છીએ,

અને અંગ્રેજોના નિકંદનનો કોઈ કાર્યક્રમ ઘડી કાઢવા અને અમારી નેતાગીરી ધારણ કરવા માટે હુઝુરને અમે વિનંતિ કરીએ છીએ

આપ જો અમારી નેતાગીરી ધારણ કરશો અને અમને સાથ આપશો તો અમે જોતજોતામાં હિન્દુસ્તાનમાંથી ગોરાઓને હાંકી કાઢીશું અને મુલકને તેમની ગુલામીમાંથી મુક્ત કરી દઈશું '

બાદશાહ આ વાત સાંભળી ઊંડી ચિન્તામાં પડી ગયા અને વિચારવા લાગ્યા કે હવે શું કરવું ? ન તો મારી પાસે લશ્કર છે, ન તો હથિયારો છે, અને ન તો સત્તા છે લાલ-કિલ્લાની બહાર મારી સત્તા ચાલતી નથી આવી પરિસ્થિતિમાં હું આ બળવાખોરોની શી મદદ કરી શકું એમ છું ! !

## બાદશાહનો જવાબ

વિચારના અન્તે બહાદુરશાહે ઉત્તર આપ્યો મને બાદશાહ કહો છો ? હું તો એક ખાનગાહમાં તખ્તો લઈ મારી ઓલાદને સંભાળી બેસી રહ્યો છું બાદશાહત તો બાદશાહોની સાથે ગઈ હું તો એક અદના ફકીર છું મારી પાસે બાદશાહત નથી કે કોઈ જાગીર નથી અથવા કોઈ સત્તા નથી કે કોઈને હુકમ કરી શકું તમે જ કહો, હું તમારી કેવી રીતે મદદ કરી શકું છું ? તમે જાણો અને અંગ્રેજો જાણે મારાથી કોઈ પ્રકારની સહાયની ઉમ્મીદ રાખવાની નહીં હું તમારી મદદ કરી શકું એમ નથી હા, એટલું કરી

શકુ એમ છુ કે અહીના રેસિડન્ટને તમારી સીફારીશ કરતો પત્ર લખી તમારી અને અંગ્રેજોની વચ્ચે પડેલા ઝગડાનો કોઈ નીકાડો લાવવા સુચવી શકું છું."

## ફ્રેઝરનું આગમન :

આ વાર્તાલાપ થઈ રહ્યો હતો, તે વખતે જ રેસીડન્ડ મી ફ્રેઝર પોતાના સૈનિકોની જોડે લાલ-કિલ્લામા આવી પહોચ્યા. બળવા ખોર સિપાઈઓને બાદશાહની પાસે જોઈ મિ ફ્રેઝર ધૂવાફુંવા થઈ ઉઠયો અને તેણે અનુમાન કર્યું કે લાલ-કિલો પણ બળવાખોર સિપાઈઓની આણ હેઠળ મુકાઈ ગયો છે હવે સાવધાનીથી કામ લેવાની જરૂર છે

બાદશાહે ઝગડાની હકીકત મિ ફ્રેઝરને કહી અને તેને સમજાવવાનો યત્ન કર્યો પણ મિ ફ્રેઝર ઉપર આ સમજાવટની કશી અસર ન થઈ મિ ફ્રેઝર કિલ્લામાથી બહાર નીકળતા જ પોતાના સૈનિકો જોડે પેશાવ ગયા અને પછી જે ન બનવાનુ હતુ, તે બન્યુ આખા શહેરમા ગોરાઓ ઉપર આફત ઉતરી અને સામ સામુ યૂધ્ધ ફાટી નીકળ્યું શાહઝાદાઓ પણ અંગ્રેજોના ખિલાફ ગદર (બળવા) મા જોડાઈ ગયા

## અંગ્રેજ સ્ત્રી-બાળકોનું રક્ષણ :

દિલ્હીમા ગોરાઓને મારી નાખવાની કાર્યવહી જોર પર હતી,

પરંતુ બાદશાહ બહાદુરશાહની હમદર્દી આગળ આવી. તેમણે આદેશ આપ્યો કે અંગ્રેજ સ્ત્રી-બાળકો ઉપર કોઈ હાથ ન ઉગામે. એમણે અંગ્રેજ સ્ત્રી-બાળકોને લાલ કિલ્લામાં આશરો આપ્યો અને તેમના જાનની સલામતીના પગલાં લીધા, પણ લાલ કિલ્લામાંથી બાદશાહના ચાલી ગયા પછી કિલ્લામાં આશરો લઈને રહેલા આ સ્ત્રી-બાળકોનું શું થયું, તે જાણી શકાયું નથી. આગ્રા શહેર ઉપર બળવાખોરોની સત્તા પથરાઈ ચૂકી હતી અને બહાદુરશાહ ઝફરના હુકમો છૂટવા લાગ્યા હતા.



# પ્રકરણ ૯ મું

## બાદશાહની ગિરફતારી

જનરલ મુહમ્મદ બખ્તખાન અંગ્રેજ-રિસાલાના સુબેદાર હતા વિપ્લવકારીઓના અગ્રગણ્ય નેતા હતા ઘણા બહાદુર, શૂરવીર અને દિલેર હતા એંગ્લો-અફગાન યુધ્ધમા પોતાના પરાક્રમોથી અંગ્રેજોને છક્ક કરી ચુકયા હતા અંગ્રેજોએ આ યુધ્ધ પછી એમને બ્રિગેડિયર-જનરલના હોદ્દા પર ચડાવ્યા હતા

બળવાના દિવસો દરમ્યાન <u>મિરઝા મુગલ</u> સૈન્યના કમાન્ડર ઇન ચીફ હતા, પણ બળવાનુ આખુ સુત્ર-સંચાલન જનરલ મુહમ્મદ બખ્તખાનના હાથોમા હતુ બાદશાહે એમને "લોર્ડ ગવર્નર" નો હોદ્દો આપ્યો હતો જનરલ મુહમ્મદ બખ્તખાન બરેલીથી દિલ્હી આવ્યા, ત્યારે તેમની જોડે હજારો રોહિલા પઠાણ સૈનિકો હતા આ બધા સૈનિકો બહાદુર અને કસાએલા હતા, વતનની મુહબ્બતથી સરશાર બનેલા હતા, અને ગોરાઓને હિન્દમાથી હાંકી કાઢવાની પ્રતિજ્ઞાઓ પણ લઇ ચુકેલા હતા

### મિરઝા મુગલની અણઆવડત

બાદશાહે પોતાના શાહજાદા મિરઝા મુગલને સૈન્યનો કમાન્ડર

ઇન-ચીફ બનાવ્યો હતો પણ તે બિન-અનુભવી હતો. આયુધો અને લડાઈની વ્યુહ-રચના વગેરેથી તદ્દન અજાણ હતો. જનરલ મહમ્મદ બખ્તખાનની યુદ્ધ યોજના અને સૈન્યની ગોઠવણીની આડે આવતો હતો અને અણગમતા હુકમો કાઢીને બાજી બગાડી નાખતો હતો. ગોહિના સેનાપતિએ મિરઝાને વારંવાર સમજાવ્યો છતાં તે જનરલ મહમ્મદ બખ્તખાનના કામોમાં દખલગીરી કરતો જ રહ્યો.

અસંતોષ અને અવિશ્વાસ :

મિરઝાની દખલગીરીના કારણે વિપ્લવકારી સૈનિકોના એક વર્ગમાં અસંતોષ વ્યાપ્યો અને અવિશ્વાસની લાગણી જન્મી. વિપ્લવની યુદ્ધ-રચનામાં વિક્ષેપ પડવા લાગ્યો. પંજાબ આ બળવાથી અલિપ્ત રહ્યું હતું તે સ્વતંત્ર હતું. અંગ્રેજોની સત્તા ત્યાં પહોંચી ચૂકી હતી.

પણ દિલ્હીમાંજ સરદારોવાળાનું સંગઠન નબળું પડયું. મિરઝાની અણઆવડત અને દિલ્હીમાંના અંગ્રેજોના હિમાયતીઓના કાવત્રાઓના પરિણામે વિપ્લવકારી-સૈન્યના નેતાઓ વચ્ચે મતભેદો ઉભા થયા. તેઓ એકબીજા ઉપર શક કરવા લાગ્યા. જે વિપ્લવકારી નેતાઓએ પોતાના સંગઠનને વધુ સંગઠિત બનાવ્યું હોત તો આખું પંજાબ કબજે કરી શકાત, પણ પંજાબનો સહકાર મેળવવાના આ નેતાઓ નિષ્ફળ ગયા.

જોકે દિલ્હીમા બળવાખોરોને જેર કરવાના અંગ્રેજોએ ફાંફા માર્યાં, પણ બળવાખોરોના સૈન્યમા હજી ઉત્સાહ કાયમ હતો અને માદરે-વતનની એટની બધી મુહબ્બત હતી, કે તત્કાળ પૂરતા અંગ્રેજો ફાવી ન શક્યા

ડુંગર પર મોરચા -

બળવાખોરોએ દિલ્હીના ડુંગરાઓ પર મોરચા કાયમ કર્યાં હતા ત્યા શસ્ત્ર-સામગ્રી પહોંચાડી દીધી હતી અને તોપો ગોઠવી દીધી હતી

બહાદુરશાહની મુઝવણ

બાદશાહ બહાદુરશાહ ઝફર એક પછી એક બની રહેલી ઘટના ઓથી ગભરા બની ગયા હતા તેઓ આફતોનો અને સંકટોનો ધીરતા પૂર્વક મુકાબલો કરવા જેટલુ મનોબળ ધરાવતા નહોતા એઓ અલ્લાહવાળા અને ફકીરી પ્રકૃતિના હોવાથી ખુનામરકી જોઇ શકતા નહોતા એમની મુંઝવણોનો પાર નહોતો બાદશાહ બહાદુરશાહ અલ્લાહતઆલાની બારગાહમા નિરંતર દુઆ ગુજારતા રહેતા હતા

"અય અલ્લાહ ! મુજ જઇફ અને કમજોર માટે આ અગ્નિ પરીક્ષાના દિવસો છે ખુદાવંદા મને ધીરજ અને સબ્ર અતા ફરમાવ મારી લાજ તારે હાથ છે "

પણ દુઆઓ અને પ્રાર્થનાઓનો આ સમય ન્હોતો. વિદ્રોહીઓએ દિલ્હીનો ઘેરો મજબુત બનાવ્યો હતો. લાલ-કિલ્લા ઉપર પણ તેમણે તોપો ગોઠવી દીધી હતી. બન્ને તરફથી તુફાનક ગોળીઓ છુટતી હતી.

## વિપ્લવકારીઓમાં મતભેદ :

જનરલ મુહમ્મદ બખ્તખાનને લાગ્યું કે મિરઝા મુગલની ઓછી આવડતના કારણે મુક્તિ-દળોમા બેદિલી પ્રસરી ચુકી છે અને મિરઝા મુગલ વ્યુહ-રચનામાં ફાવે તેમ ફેરફાર કરે છે, તેનાથી સિપાઇઓ નારાજ છે પણ શુ થાય? મિરઝા મુગલના સૈનિકો તેને જ અનુસરતા જો મિરઝા મુગલ કે તેમના માણસોને ટપકો આપવામા આવે તો સિપાઈઓમાં બે દિલી વધે એમ પણ હતુ. આ પરિસ્થિતિના કારણે જનરલ મુહમ્મદ બખ્તખાન અકળાઈ ઉઠ્યા. ક્ષણે ક્ષણે યુધ્ધમાં પલ્ટા આવતા રહેતા હતા વિચાર કરવાનો સમય ન્હોતો અંગ્રેજોને તેમના પિટ્ઠુઓ તથા જાસુસો તરફથી બાતમીઓ મળી ગઇ હતી કે વિપ્લવકારીઓ વચ્ચે આપસમા ફુટ અને મતભેદ પડ્યા છે, તેમને આવું જોઇતુ જ હતુ

## દિલ્હીપર અંગ્રેજોનો કબ્જો :

તા, <u>૧૯ મી સપ્ટેમ્બર ૧૮૫૭</u> ના રોજ વિપ્લવકારી સૈન્યનો અંગ્રેજ-દળોના હાથે પરાભવ થયો. બળવાખોરો શહેરના તમામ મોરચા ખાલી કરી ગયા અને આખાય શહેર ઉપર અંગ્રેજોએ ફરીવાર કબ્જો કરી લીધો.

## લાલ-કિલ્લાની ભયાનક રાત :

તા ૧૯ મીની રાત લાલ-કિલ્લાની એક ભયાનક રાત હતી.

આ રાત સકટો અને મુસિબતો લઇને આવી હતી. બાદશાહને લાગ્યુ કે કિલ્લામા રહેવામા મારી સલામતી નથી. અહીંથી સલામત ગ્યાએ જતા રહેવુ જોઇએ

વિપ્લવકાગી નેતા અને લોર્ડ ગવર્નર જનરલ મુહમ્મદ બખ્ત ખાન બાદશાહની ખિદમતમા હાજર થયો અને તેણે અદબપૂર્વક અરજ કરી .

બખ્તખાનની સલાહ :

' બાદશાહ સલામત ! જો કે શહેર ઉપર દુશ્મન અગ્રેજોનો દરીથી કબ્જો થઇ ગયો છે છતા આ કબજાના કારણે આપણુ કશુ બગડયું નથી સારૂ ય હિ દુસ્તાન આપણી પડખે છે. આજે એક એક પ્રજાજનની સહાનુભુતિ આપની તરફ છે આપે જરા પણ ફિકર કરવાની જરૂર નથી હુઝુર મારી સાથે આવો. હું સામેની પહાડી ઉપર મોરચાબદી કરીશ ત્યા અગ્રેજો કઇ કરી શકે એમ નથી.

દિલ્હી પાયતખ્ત છે કોઇ લશ્કરી છાવણી અથવા મોરચો નથી દિલ્હી ખરી રીતે જગ માટે પણ અનુકુળ નથી મને આ પરાજયથી અફસોસ છે કે આપના શાહઝાદા મિરઝા મુગલ પાસે લશ્કરની સર્વોચ્ચ સત્તા હતી. તેમને ફોજ કનેથી કેવી રીતે કામ લેવુ, તે આવડયુ નહીં તેમની બીન આવડતના કારણે ફઉજમા અશાન્તિ ફેલાઇ અને બેદિલી જન્મી અગ્રેજોને આવું



જોઈતું હતું પણ હુઝુર ! સમય હજી પણ વહી ગયો નથી. આપણી પડખે આખું હિન્દુસ્તાન અને દેશી રિયાસતો છે.

લડાઇનો થોડોક પાસો પણ આપણી તરફેણમાં ફેરવાઇ જશે તો દેશી રિયાસતો આપણી મદદે ધાશે, અને સૌ કોઈ હુઝુરના સાથી બની જશે.

## બાદશાહની લાચારી :

બાદશાહ જનરલ મુહમ્મદ બખ્તખાનની આ પ્રાણવાન તકરીર સાંભળી લાગણીવશ બન્યા અને તેમના દિલપર ધારી અસર થઇ પણ તેઓ કાચા મનના હતા. તેમનામાં નૈતિક તાકતનો અભાવ હતો. હિમ્મત વગેરે બધું કઇ હોવા છતાં પોતે પરવશ અને લાચાર છે એમ બાદશાહ સમજતા હતા. બાદશાહે જનરલ મુહમ્મદ બખ્ત ખાનની સલાહની અવગણના કરી. જો તેમણે આ સલાહનો સ્વીકાર કર્યો હોત ૧૮૫૭ માંજ અંગ્રેજોને હિન્દમાથી ઉચાળા ભરી ઇગ્લાંડ ચાલ્યા જવું પડત.

બાદશાહે જવાબમા કહયું : "અમે સૌ હુમાયુંના મકબરામા જઇએ છીએ અને ત્યાં આશ્રય લેનાર છીએ. તમે આવતી કાલે સવારે ત્યાં આવીને મળશો, ત્યારે તમને મારો અન્તિમ જવાબ આપીશ."

## મહેબુબ ઇલાહી (રહ) ના મઝારપર

બાદશાહ હુમાયુના મકબરા તરફ ગીધાવે. તે પહેલા અગ્રેજો નો મળતીયો મિરઝા ઇલાહીબખ્શ બાદશાહની સેવામાં હાજર થયો અને એવી અરજ કરી કે "આપ શા માટે આવું કરો છો ? નાસી પાસ કે ના ઉમ્મીદ થવાની કશી જરૂર નથી. હું અગ્રેજોને મની સમજાવીશ અને હાથથી ગએલી બાજી પાછી સુધારી લઇશ. હુઝુર અને હુઝુરનુ ખાનદાન અહીં જ રહે આપને કે આપના ખાનદાનને કશી આંચ આવે એમ નથી."

બાદશાહે મિરઝા ઇલાહી બખ્શની એકે વાત માની નહી, અને અતે જવાબ આપ્યો વિચાર કરી જોઇશ અત્યારે મારી પાસે સમય નથી.

બીજે દિવસે સવારે બાદશાહ બહાદુરશાહ ઝફરે લાલ-કિલ્લા નો ત્યાગ કર્યો અને ગીધા હઝરત ખ્વાજા નિઝામુદીન અવલિયા મેહબુબે ઇલાહી (રહમ) ના મઝારપર પહોચી ગયા આસ્તાનાના સજ્જાદાનશીન હ શાહ ગુલામ હુસયન ચિશ્તી હતા હ. મેહબુબે ઇલાહી (રહમ) ના મઝાર ઉપર ફાતિહા પડયા બાદ આપે શાહ સાહેબને એક બંધ પેટી સપુર્દ કરી અને જણાવ્યુ કે "આ પેટી તયમુર શાહના વખતથી અમારા ખાનદાન પાસે રક્ષિત છે તેમને તુર્કીના સુલતાનના તોશાખાનામાથી આ પેટી હાથ લાગી હતી. એમા હુઝુર સરવરે કાયનાત (સ અ વ) ના મુબારક વાળ છે.

આપ એને સભાગી ગણો હું આ મુબારક વસ્તુ લઇને ક્યા ભટકતો ફરૂ

## ભૂખ્યા બાદશાહ

શાહ સાહેબને બાગ-મુબારકની પેઠે સ્વાધીન કરી દીધા બાદ બાદશાહે કહ્યું ઘણા દિવસોથી મે સુખે ખાધુ નથી રાત અને દિવસ પરેશાનીમા વીતતા જાય છે

શાહ સાહેબે કહ્યુ હજુર! અમારી પણ એજ દશા છે ઘરે જાઉ છુ અને જે કઈ હોય તે હજુરની ખિદમતમાં લઇ આવુ છુ આપ આરામ ફરમાવો અહી આપનો કોઇ વાળ વાંકો કરનાર નથી

બાદશાહ બેચેન અને ઉગ્ર હતા નિરાશાએ તેમના દિલના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા પણ સાબિર હતા સબ્રને હાથથી જવા દીધો ન્હોતો

બાદશાહે શાહ સાહેબને કહ્યુ કે ભાઇ! હુ મારી જાન બચાવવા આવ્યો નથી હુ તો કેવળ આ મુબારક નેઅમત અને દુર્લભ વસ્તુ સપુર્દ કરવા આવ્યો છુ મારા કારણે આપના ઉપર આફત ઉતરે એમ હુ ઇચ્છતો નથી

એના પછી શાહ સાહેબ પોતાના ઘરમા ગયા અને જે કઇ મોજુદ હતુ, તે થાળમા મુકીને લઇ આવ્યા બાદશાહે તેમાથી થોડુક ખાધુ પાણી પીધુ ખુદાનો શુક્ર અદા કર્યો અને પોતાના

ફકુરમીજનો જોડે હુમાયુના મકબરામાં પહોંચી ગયા

**બખ્તખાનને જવાબ**

શાહી–આજ્ઞા અનુસાર જનરલ મુહમ્મદ બખ્તખાન હુમાયુના મકબરા આગળ આવી પહોંચ્યા હતા મિરઝા ઇલાહી બખશ પણ ત્યાં હાજર હતો બાદશાહે જનરલ મુહમ્મદ બખતખાનને પોતાની સમક્ષ તેડ્યા અને કહ્યું

"મારા વીર ! મને તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે, પરંતુ હવે મારામાં શક્તિ રહી નથી, મારી જઈફી અને અશક્ત અવસ્થાના કારણે તમને પણ ખમવું પડશે, મારા સારાય ખાનદાનની જોડ હું તમારી સાથે ક્યાં ક્યાં ભટકતો ફરું ? મારી સંભાળનું કામ તમારા ખભાપર પડે એમ હું ચાહતો નથી હું તમારા પર બોજ બનીને રહેવા માગતો નથી, મને મારા હાલપર મુકી દો, અને તમે તમારું કામ કરો.'

મિરઝા ઇલાહીબખશ બાદશાહ બહાદુરશાહ હુમાયુના મકબરામાં હેવાની અંગ્રેજોને બાતમી પહોંચાડી ચુક્યો હતો તેણે તુરતજ અંગ્રેજોને જાણ કરી કે બાદશાહે જનરલ મુહમ્મદ બખતખાનની જોડે જવાની ના પાડી છે

**બખ્તખાનની વિદાય**

બાદશાહનો જવાબ સાંભળી જનરલ મુહમ્મદ બખ્તખાન

